# એલિઝાબેથ કેડી સ્ટેન્ટન
# અને મહિલાઓ નો મત




તાન્યા લી સ્ટોન

એલિઝાબેથ કેડી સ્ટેન્ટન એક એવી મહિલા હતી જે પોતાના સિદ્ધાંતો માટે હંમેશા લડી. નાની ઉમર થી જ એલિઝાબેથ ને ખબર હતી કે મહિલાઓને, પુરુષો સમાન અધિકાર નહોતો. ઓગણીસ મી સદી ના અમેરિકા માં, મહિલાઓ ને કોલેજ જવાની, સંપત્તિ ના માલિક હોવાની, અથવા મત આપવાની અનુમતિ ન હતી. એને બદલે એમની પાસે અપેક્ષા હતી કે તેઓ વિવાહ કરે, બાળકો ને જન્મ આપે અને પોતાના પતિ નું ઘર સંભાળે. એલિઝાબેથ ને ઘુડસવારી અને ગ્રીક અધ્યયન કરવું પસંદ હતું. એના પિતા એ કહ્યું કે એલિઝાબેથે એક છોકરા  તરીકે જન્મ લેવો જોઈતો હતો!

પણ પોતાની અલ્પતર સ્થિતિ નો સ્વીકાર કરવાને બદલે, એલિઝાબેથ કોલેજ ગઈ અને અન્ય સમાન વિચારધારા વાળી મહિલાઓ ને મત ના અધિકાર માટે એકઠી અને સંગઠિત કરી. આ એક અસાધારણ મહિલા ની પ્રેરણાદાયક વાર્તા છે જેણે એના સંઘર્ષ થી અમેરિકા ને હંમેશ માટે બદલી દીધું.



# એલિઝાબેથ કેડી સ્ટેન્ટન
# અને મહિલાઓ નો મત






જો તમને કોઈ કહે કે તમે ફલાણું નહીં બની શકો કેમકે તમે એક છોકરી છો, તો તમે શું કરશો?

જો તમને કોઈ કહે કે તમારો મત કોઈ કામનો નથી, અને તમારા અવાજ થી કોઈ ફર્ક નથી પડતો, કેમકે તમે એક છોકરી છો, તો તમે શું કરશો?

શું તમે પૂછશો કે કેમ?

શું તમે એની સાથે ચર્ચા કરશો?

શું તમે તમારા અધિકારો માટે લડત આપશો?

એલિઝાબેથે એ કર્યું.

જયારે એલિઝાબેથ કેડી એક નાની છોકરી હતી ત્યારે આ બધી વાતો એક દુઃખદ સચ્ચાઈ હતી.

અને કદાચ આ બધી વાતો આજે પણ સાચી હોત જો એલિઝાબેથે સંઘર્ષ કરીને એને બદલી ન હોત.



એ ફક્ત ચાર વર્ષ ની હતી જયારે એણે પહેલી વાર એક મહિલા ને એમ કહેતા સાંભળી કે છોકરાઓ નું જીવન છોકરીઓ કરતા વધારે સારું છે.

એ મહિલા એલિઝાબેથ ની નવી જન્મેલી નાની બહેન ને મળવા આવી હતી. "બહુ અફસોસ ની વાત છે કે એ એક છોકરી છે!"

કોઈ પણ નાના બાળક ને જોઈ ને કોઈ ભલા દુઃખી કેવી રીતે થઈ શકે?

છોકરી પેદા થવું શું એક પાપ છે?



એ તેર વર્ષ ની હતી જ્યારે એના પિતા જજ કેડીએ એક ગ્રામીણ મહિલાને, જેના પતિ નું મૃત્યુ થઈ ગયું હતું, એમ કહ્યું કે એનું આખું જીવન જે ખેતર પર વિતાવ્યું હતું, એ એની પાસેથી છીનવી લેવામાં આવશે. પતિ ના મૃત્યુ પછી કાયદા મુજબ હવે એ મહિલા એ ખેતર ની માલિક ન હતી.

એલિઝાબેથ આ અન્યાય થી થથરી ગઈ. એણે કહ્યું કે એવો કાયદો તુરંત રદ્દ કરવો જોઈયે. પણ જજ કેડી એ જણાવ્યું કે એલિઝાબેથ ના કહેવા થી કંઈ પણ નહીં બદલાય. કાયદો એ કાયદો હતો. કેમકે ફક્ત પુરુષો ને જ કાયદો બદલવાની અનુમતિ હતી.






એલિઝાબેથે ત્યારેજ ફેંસલો કર્યો કે છોકરાઓ કરે એ બધા કામ એ પોતે કરશે.



એણે ઘોડા ઉપર ઊંચા અંતરાય પાર કર્યા.



એણે તરાપા ઉપર ગાંડીતુર નદી પાર કરી.

ગ્રીક ના અભ્યાસ માં એણે ઇનામ જીત્યું.

એના પિતા ને ગર્વ થયો.

પણ એના પિતા વિચારો ની પાકી, ઉત્સાહી અને નિયમો તોડવાવાળી બેટી માટે ચિંતિત પણ હતા.

"અરે તારે છોકરો હોવું જોઈતું હતું!" પિતા ને ખબર હતી કે છોકરો થવાથી એલિઝાબેથ નું જીવન ઘણું આસાન હોત.

પણ એલિઝાબેથ ને સરળ ચીજો માં દિલચસ્પી ન હતી.

સોળ વર્ષ ની છોકરીઓ ને કોલેજ માં લેતા નહોતા, એટલે એલિઝાબેથે એના પિતા ને છોકરીઓની સ્કૂલ માં જ શિક્ષા ચાલુ રાખવા કહ્યું.



એટલે જયારે મોટા ભાગ ની યુવાન કન્યાઓ ના વિવાહ થઈ રહ્યા હતા, અથવા એ વાસણ ધોઈ રહી હતી,



કે પછી કપડાં ધોઈ રહી હતી,

અથવા બાળકો ની દેખભાળ કરી રહી હતી,

ત્યારે એલિઝાબેથ ધર્મ, ગણિત, વિજ્ઞાન અને ફ્રેન્ચ નું અધ્યયન કરી રહી હતી.






ઘણા વર્ષો પછી એલિઝાબેથ ની મુલાકાત હેનરી સ્ટેન્ટન સાથે થઈ.

તે એક "એબોલીશનિસ્ટ" હતા, જે ગુલામી નાબૂદ કરવાની લડાઈ માં બહુ સક્રિય હતા.

એ સારી રીતે સમજતા હતા કે લોકો પાસે અધિકાર કે સત્તા ન હોય એ કેટલું અયોગ્ય કહેવાય.





જયારે એલિઝાબેથે આઝાદી ની વાત કરી તો એ હસ્યા નહીં.

જયારે એલિઝાબેથે કહ્યું કે બધા લોકો ને એની મરજી મુજબ જીવવાની સ્વતંત્રતા હોવી જોઈયે, તો પણ એ હસ્યા નહીં.

એલિઝાબેથ હેનરી ના નામ સાથે પોતાનું નામ જોડવા એ શર્ત પર રાજી થઈ કે એ પોતાનું પણ આખું નામ લખશે. ત્યારે પણ હેનરી એની ઉપર હસ્યા નહીં.



એલિઝાબેથ ને એના બાળકો પ્રત્યે પ્રેમ હતો, પણ એમને માટે ખાવાનું બનાવવું, કપડાં સીવવા અને ધોવાનું બિલકુલ પસંદ નહોતું.



પછી એલિઝાબેથ કેડી, લગ્ન પછી એલિઝાબેથ કેડી સ્ટેન્ટન બની. એમને સાત બાળકો થયા. એ એને બહુ પ્રેમ કરતી હતી અને એમના માટે ખાવાનું બનાવતી અને કપડાં ધોતી હતી.



એક દિવસ એની સહેલી લુક્રેશિયા મોટ્ટ એને બપોર ના ભોજન માટે આમંત્રિત કરી.

લુક્રેશિયા ને હંમેશા થી એલિઝાબેથ ના પ્રગતિશીલ વિચારો પર ગર્વ હતો. એમનું પણ માનવું હતું કે મહિલાઓ બધા કામ કરી સકતી હતી અને આ એમનો અધિકાર હતો. ભોજન માં આવેલી અન્ય મહિલાઓ નો પણ આ પ્રગતિશીલ વિચારો માં વિશ્વાસ હતો.

એલિઝાબેથ એનાથી જોશ માં આવી ગઈ. એણે પ્રસ્તાવ રાખ્યો કે તેઓ એક સભા આયોજિત કરે.

એક એવી સભા આયોજિત કરે જેમાં બહુ બધી મહિલાઓ ચર્ચા અને વાતચીત કરવા આવે.

પણ એ કયા વિષય પર વાતચીત કરશે?



એવી ઘણી વસ્તુઓ હતી જેને સુધારવાની આવશ્યકતા હતી.

પરણેલી સ્ત્રીઓ સંપત્તિ ની માલિક બની નહોતી સકતી. પોતે કમાયેલા પૈસા ની પણ માલિક બની નહોતી સકતી.







એલિઝાબેથે બહુ પહેલા જ જાણી લીધું હતું કે કેવળ પુરુષો જ કાયદો બદલી શકે છે.

કેમકે ફક્ત પુરુષો નેજ મતાધિકાર હતો.

# આ અસલી સમસ્યા હતી!

મહિલાઓ નો મતાધિકાર, બધું જ બદલી શકતો હતો. જો મહિલા મતદાન કરી સકતી, તો એ દરેક પ્રકાર ના કાયદા બદલવામાં મદદ કરી શકે!

આ વિચાર એટલો ચોંકાવનારો હતો, એટલો વિસ્તૃત અને એટલો સાહસિક હતો - એલિઝાબેથ ની સહેલીઓ દિગ્મૂઢ થઈ ગઈ!

જો તેઓ આટલા દિગ્મૂઢ થઈ ગયા, તો બીજા લોકો શું વિચારશે?






એલિઝાબેથ ઢચુપચુ ન થઈ.

એ જાણતી હતી કે મહિલાઓ નો મતાધિકાર જ બદલાવ લાવી શકે છે.

મત ના અધિકાર માટે એમણે સંઘર્ષ કરવોજ પડશે.

"આપણે આ કરવું જ પડશે. મત માટે ની લડાઈ આપણે લડવી જ પડશે."

હેનરી ને પણ લાગ્યું કે એ બહુ આગળ નીકળી ચુકી છે.





પણ 19 જુલાઈ, 1848 ના જયારે એલિઝાબેથ સભા સ્થળ પર પહોંચી તો એણે જોયું કે એ સાચે રસ્તે અગ્રેસર હતી.

ન્યૂયોર્ક નું સેનેકા ફૉલ્સ સ્થિત નાનું ચર્ચ, સેંકડો લોકો થી ભરેલું હતું.

એલિઝાબેથ અને અન્ય મહિલાઓ એ સાથે મળી ને જે લખ્યું હતું એ એણે વાંચી સંભળાવ્યું.

એમણે સ્વતંત્રતા ની ઘોષણા ના એ વિચાર ને ચુનૌતી આપી કે "બધા પુરુષો એક સમાન હોય છે."

ભાષણ સમાપ્ત કર્યા પછી એલિઝાબેથે સમુદાય ના ચહેરા સામે જોયું અને પ્રતીક્ષા કરી.





રૂમ માં સન્નાટો છવાયો હતો.

પછી હંગામો શરુ થયો. મહિલાઓએ શરુ માં ધીમે થી, પછી જોર-જોર થી ચર્ચા શરુ કરી, પોતાના વિચારો જણાવ્યા અને તર્ક કર્યો :

મહિલાઓ ને મત નો અધિકાર મળવો જ જોઈએ.






એ સભા નો સંદેશ, જંગલ
ની આગ ની જેમ ચારે
બાજુ ફેલાયો.

દેશભર ના અખબારો એ
એલિઝાબેથ ની એની
નિર્ભીકતા માટે ઝાટકણી
કાઢી.

પણ અન્ય મહિલાઓએ લડાઈ માં
એલિઝાબેથ ને પૂરો સાથ આપ્યો.

મહિલાઓ ના મતાધિકાર નો વિચાર, મેઈન થી
કેલીફોર્નિયા સુધી, લોકો ના કાનોમાં ગુંજ્યો.

એલિઝાબેથે પાણી માં એક પથ્થર ફેંક્યો હતો, જેની લહેરો
હવે દૂર-દૂર સુધી ફેલાય રહી હતી.

ઘણા લોકો એ કહ્યું કે એલિઝાબેથ ને રોકવી જોઈયે. પણ
હવે એને કોઈ રોકી શકે એમ નહોતું.

એલિઝાબેથે અમેરિકા ને હંમેશ માટે બદલી દીધું.





એલિઝાબેથ કેડી સ્ટેન્ટન (1815-1902) અને એના પતિ હેનરી સ્ટેન્ટન છેતાલીસ વર્ષો સુધી પરણેલા રહ્યા અને એમણે સાત બાળકો ને મોટા કર્યા. દરમ્યાન, એણે મહિલાઓ ના અધિકારો માટે અથાક સંઘર્ષ કર્યો. એણે 1866 માં કોંગ્રેસ માં પણ ભાગ લેવાની કોશિશ કરી. એમનું તર્ક હતું કે યદ્યપિ એ પુરુષો માટે મત આપી નહોતી સકતી, પણ પુરુષો એને મત આપી શકતા હતા! 1869 માં, એણે અને સુસાન બી. એન્થોની એ મળીને નેશનલ વુમન સફરાજ એસોસીએશન બનાવ્યું. એલિઝાબેથે એકવીસ વર્ષો સુધી એના અધ્યક્ષ તરીકે કાર્ય કર્યું.

એણે ક્યારેય પોતાને મહિલાઓ ના મતાધિકાર ના સંઘર્ષ પુરતું સીમિત ન કરી. એ છોકરીઓ માટે રમત-ગમત, સંપત્તિ અને મહિલાઓ ના બાળ-અધિકાર, સહ-શિક્ષા, સમાન મજૂરી, છૂટાછેડા ના કાયદા માં સુધાર, ગુલામી નાબુદી અને જન્મ નિયંત્રણ જેવા સુધારા માટે પણ સક્રિય રહી. એલિઝાબેથ ની દીકરી હેરીયટ સ્ટેન્ટન બ્લાચ એની માં ના નક્શેકદમ પર આગળ ચાલી. 1907 માં, હેરીયટે "સ્વ-સહાયક મહિલાઓ ની ઇકવાલીટી લીગ" સ્થાપિત કરી.

એલિઝાબેથ ના 80 માં જન્મ દિવસે, છ હાજર થી વધુ લોકો, ન્યૂયોર્ક ના મેટ્રોપોલિટન ઓપેરા હાઉસ માં ઉજવણી કરવા ભેગા થયા. એને "ગ્રાન્ડ ઓલ્ડ વુમન ઓફ અમેરિકા" તરીકે સન્માનિત કરવામાં આવ્યા અને એ વર્ષે "સ્ટેન્ટન દિવસ" ઘોષિત કરવામાં આવ્યો. 2006 માં, ન્યૂયોર્ક રાજ્યએ એને એક સ્થાયી આધિકારિક રજા નો દિવસ બનાવ્યો.

26 ઓક્ટોબર 1902 માં એલિઝાબેથ કેડી સ્ટેન્ટન નું મૃત્યુ થયું. એના મૃત્યુ ના અઢાર વર્ષો પછી જ અમેરિકા માં મહિલાઓ ને મતાધિકાર મળ્યો. ઓગણીસ મોં સુધારો ઓગષ્ટ 1920 માં પ્રભાવી થયો. આ બધું એલિઝાબેથ ના પ્રયાસો ને કારણેજ સંભવ થયું. આ વિજય અને એના પ્રયાસો માટે આપણે હંમેશા એના આભારી રહેશું.

સમાપ્ત